# જુદા જુદા દેશના વિચિત્ર
# રીવાજો



ભાષણ કર્તા.

મીનોચેહેર મહેરવાનજી પાવરી.

( બી૦ એ૦ એલ૦ એલ૦ બી૦ )



છપાવી પ્રગટ કરનાર;

નવસારી જ્ઞાન પ્રસારક મંડળી.

ઈ૦ સ૦ ૧૯૨૦

સુરત જૈન એન્જીન પ્રીંટીંગ પ્રેસ

બ્રાંચ

કણપીટ બજાર-સુરત.

# ખુલાસો.





નવસારી જ્ઞાન પ્રસારક મંડળી મારફતે થતાં ભાષણો પૈકી ઉત્તમ ભાષણ જો ભાષણ કર્તા લખી આપે તો તે છપાવવાની મતલબથી એક પેટા ફંડ સ્થાપવાની નેમ રાખીને કલકત્તાવાળાં બાઈ સાહેબ જરબાનુ ફરામજી બુમલાખાઉએ રૂ૦ ૧૦૦ પોતાના સાસુજી બાઇ સાહેબ રતનબાઇ મનચેરજી બુમલાખાઉની યાદગારીમાં આપેલા હતા, પરંતુ ફંડમાં બીજાં નાણાં નહીં ભરાયાથી એ રૂપિયા મંડળીના ચાલુ ફંડમાં નાખવા ઠરાવ થયો હતો. મી૦ **મીનોચેહેર મહેરવાનજી પાવરી** બી. એ. એલ. એલ. બી, એમણે "જુદા જુદા દેશના વિચિત્ર રીવાજો" ઉપર મંડળી તરફથી એક ભાષણ આપ્યું, જે શ્રોતાજનોને પસંદ પડવાથી કારોબારી કમીટીએ છપાવી પ્રસિદ્ધ કરવાનો ઠરાવ કીધાથી આ ભાષણ છપાવવામાં આવ્યું છે.

નવસારી.
તા૦ ૮-૪-૨૦

મં૦ પા૦ દેશાઈ.
શે૦ મ૦ દેશાઈ.
ઓ૦ સેક્રેટરીઓ.
ન૦ જ્ઞા૦ પ્ર૦ મંડળી.



# જુદા જુદા દેશોના વીચીત્ર રીવાજો.

( રચનાર:- મી. મીનોચેહેરજી મેહેરવાનજી પાવરી–બી. એ. એલ. એલ બી. )

"રીવાજ" એ ઘણોજ બહોળો શબ્દ છે એટલો બહોળો કે જો દુન્યાના જુદા જુદા લોકોના રીવાજોનો આપણે અભ્યાસ કરવા માંગ્યે તો વરસો સુધી મેહનત લેવા છતાં આપણો અભ્યાસ અધુરોજ રહેશે. તેમાં એ રીવાજોની ઉત્પતી કેમ થઇ તથા તેનો ફેલાવો ક્યારે અને કેવી રીતે થયો એ શોધી કાઢવું કેવળ અશક્ય છે. હાલનો આપણો વીશય દુન્યાના બધા રીવાજો માટે નથી પણ જે રીવાજોમાં કંઇ રમુજી યા વીચીત્ર તત્વ સમાયલું હોય તે રીવાજોને લગતો છે. કેટલીક વખતે રીવાજની ઉત્પતી તેની શરૂઆતમાં સમજમાં આવી શકે એવી હોય છે પણ વખતના વહેવા સાથે ઉત્પતી કેમ થઇ, ક્યાં થઇ, વીગેરે ભુલી જવાયાથી રીવાજ વીચીત્ર થઇ પડેછે. દાખલા તરીકે એ કદીમથી ચાલતો આવેલો રીવાજ છે કે ઇજીપ્શીયન લોકો લગ્નની ક્રીયા ચાલતી હોય તે દરમ્યાન તુરતના કોઇપણ ગુજરેલા માણસનું શરીર ત્યાં હાજર રાખતા હતા. સુધરેલા દેશોના મુસાફરોને એ રીવાજ ઘણોજ વીચીત્ર લાગતો હતો પણ જ્યારે એ રીવાજની ઉત્પતી જણાઇ ત્યારે એ રીવાજમાં પણ ચોક્કસ ફીલસુફી સમાયલી છે એમ માલમ પડયું. જ્યારે પણ લગનનો પ્રસંગ હોયછે ત્યારે ઘણું ખરૂં પરણુતાં જોડાં તથા તેમના ખેશ કુટુંબમાં આનંદ વ્યાપી રહેછે અને તે આનંદમાં માણસને આખરે મોતને શરણ થવાનું છે એ ભુલી જવામાં નહી આવે તથા તેની યાદ તાજી રાખવા એ મુવેલું શરીર રજુ કરવામાં આવતું હતું એક બીજો ખુલાસો પણ એ માટે આપવામાં આવે છે. સાધારણ રીતે માણસોમાં એવી માન્યતા છે કે જે સમયે આપણે આપણને ઘણાજ સુખી ધારયે છીએ ત્યારે કંઇ મોટુ દુખ આપણાપર આવી પડેછે; તેથી સંપુર્ણ સુખનો ખ્યાલ મગજમાં દાખલ નહી થાય તે માટે એ શરીર રાખવામાં આવતું હતું સુખના સમયમાં દુઃખનો ખ્યાલ આપતો રીવાજ યુરોપીઅન લોકોમાં પણ મોજુદ છે. પરણુતાં નરનારી જ્યારે પરણીને ઘેર આવે છે ત્યારે તેમના ખેશીઓ તેમના તરફ જુનાં ખાસડાં નાંખે છે કે તે લોકને તેઓના સુખમાં [illegible]નો

[illegible]

હાલને વીશય સારી રીતે સમજી શકાય તે માટે તેને ૭) ભાગમાં વહેંચી નાંખવામાં આવ્યો છે.

- ભાગ ૧) જનમને લગતા રીવાજો
- ,, ૨) લગનને લગતા રીવાજો
- ,, ૩) મરણને લગતા રીવાજો
- ,, ૪) સલામને લગતા રીવાજો
- ,, ૫) ખુબસુરતીને લગતા રીવાજો
- ,, ૬) વેહમી રીવાજો
- ,, ૭) એ ૭ ભાગમાં નહીં આવી જતા બીજા રીવાજો.

---

# ભાગ ૧) જનમને લગતા રીવાજો.

મી० એફ હોસેન લખે છે કે દક્ષીણ હીન્દુસ્તાનમાં હલકા જાતના લોકોમાં જ્યારે કોઇ બાયડી હમેલદાર હોય છે અને તેને છુટવાનો વખત નજદીક આવે છે ત્યારે તેને પાન સોપારીનું એક બીડું ખવડાવવામાં આવે છે. પછી ચોક્કસ ઝાડપાલામાંથી રસ કાઢીને પહેલે ધણીને પીવડાવામાં આવે છે અને બાકીનો તે બાયડીને પીવાડવામાં આવે છે. બચ્ચું જનમ્યા પછી તરતજ ધણી પોતાની બાઇડીના કપડાં પહેરી લેછે અને તે બાઇડીની પથારી પર બચ્ચાની પાસે તે સુએ છે એમ પાંચ દશ મીનીટ સુતા પછી તે ઉઠી જાએ છે અને સુવાવડી બાઇ ત્યાં સુએ છે. દક્ષીણ હીન્દુસ્તાનમાં એ રીવાજ માટે રેવરન્ડ જે. કેન નીચલી વીગત આપે છે. જ્યારે જનમ આપવાનો વખત નજદીક આવે છે ત્યારે બાઇડી પોતાના ધણીને તે માટે ખબર આપે છે. તરતજ ધણી પોતાની બાયડીનાં કપડાં પહેરી લઇ એક અંધારી કોટડીમાં જઇ પથારી પર સુએ છે અને બચ્ચું જનમતાં તેને તેના બાપની પાસે સુવાડવામાં આવે છે અને એ સુતેલી હાલતમાંજ ત્રણ ચાર દીવસ ધણીને રહેવું પડે છે અને ખોરાક પણ તેને સુતાં સુતાંજ ખવાડવામાં આવે છે.

સોલોમન ટાપુ પર જ્યારે કોઇ બાયડી બચ્ચાંને જનમ આપવાની હોય છે ત્યારે ગામની બધી બાયડીઓ ઉકરડા જેવી જગ્યાએ ઝાડના પાંતરાની એક ઝુંપડી બાંધે છે કોઇ પણ મરદને તેમાં હાથ હોતો નથી અને એવી બીનાશવાળી અને ગંધીલી જગ્યાએ બચ્ચાંનો જનમ થાએ છે જ્યારે ધણીને લગભગ પંદર દીવસ સુધી પોતાની બાયડી કે બચ્ચાં આગલ આવવા દેવામાં આવતો નથી.

ટોરેસસ્ત્રેત્સના ટાપુપર જ્યારે છુટવાનો વખત ઘણો નજદીક હોય છે ત્યારે ધણી દરીયામાં પડી ત્યાં ચાલુ ડુબકી માર્યા કરે છે કારણ કે એ લોકોમાં એવી માન્યતા છે કે તેથી બાયડીનું દુખ ઓછું થાય છે. એશપામાઇનોરમાં એવો રીવાજ છે કે જે એક સ્ત્રી વાંઝણી હોય અને બધા ઇલાજ કર્યા છતાં બચ્ચાં પેદા થતાં નહીં હોય તો કાશો માંખ ...ખાવાથી બચ્ચાં થાય છે. ...

પરશીઅનોમાં કોઇ સ્ત્રી વાંજણી હોય છે ત્યારે મુસલમાનોના "સફર" મહીનાના છેલ્લા સોમવારને દીવસે સાત બદામ, સાત વોલનત, એક જાતનો રોપો આવે છે તેનાં સાત પાતરાં તથા તે બાઇડીની જેટલી ઉંચાઇ હોય તેટલી લંબાઇના દોરાના ત્રણ કટકા લઇ પરશીઆ જાણીનો પથ્થરનો સીંહ છે ત્યાં જાએ છે અને ચોકસ ભણતર ભણ્યા પછી તે બાઇડી સીંહની આસપાસ ત્રણ ફેરા ફરે છે. એ રીવાજ મશદ અને હમદાનમાં ચલુ છે. ઇરાનનાં બીજા શેહેરોમાં એવી માન્યતા છે કે તુરતના મુવેલાં માણસની કબર ઉઘડી તેનું શરીર વાંઝણી સ્ત્રીને બતાવવામાં આવે તો તેને બચ્ચું અવતરશે.

આરબોમાં જ્યારે જનમ આપવાનો વખત નજદીક આવે છે ત્યારે ધણી માટે તે આફત કારક સમય થઇ પડે છે. પોતાના કોઇ દોસ્તને ખબર લાવવા કહી ધણી ઘેરની બહાર નીકલી પડે છે. જો છોકરો જનમે છે તો પેલો દોસ્ત દોડતો ખબર પોહચાડવા આવે છે પણ જો છોકરી જનમે છે ત્યારે કોઇના મરણની ખબર સમજતો હોય એવો દેખાવ બાપનો લગે છે આરબોમાં એક છોકરી પરણી શકે તેટલી ઉમરમાં આવે ત્યાં સુધી તેને કુતરાં બીલાડાં મીસાલ ગણવામાં આવે છે પણ મોટી ઉમરની થતાં તે ખુબસુરત નીકલે છે તો બાપનો મોભો વધી જાએ છે; તો પણ જો એક આરબને તેને કેટલાં બચ્ચાં છે એમ પુછવામાં આવે ત્યારે છોકરીઓને પોતાના બચ્ચાં તરીકે તે ગણતો નથી.

યુરોપના દેશોમાં જ્યાં રોમન કેથલીક ધર્મ પાલવામાં આવે છે ત્યાં જ્યારે બચ્ચાંનો જનમ થાએ છે ત્યારે તેની જીભપર મીઠાંનો એક નાનો ગાંગડો મુકવામાં આવે છે.

આફ્રીકામાં ન્યુગીનીના સીધીઓમાં જ્યારે જનમ આપવાનો વખત નજદીક આવે છે ત્યારે ધણી ધણીયાણી બેઉને પહરેજી કરવી પડે છે કારણકે તેઓમાં એવી માન્યતા છે કે જો ચોકસ ચીજો ધણી ખાય તો બચ્ચું માંદુ પડશે. એ સીધીઓમાં એક ઘણોજ વીચીત્ર રીવાજ છે જેને લીધે ઘણા તુરતના જનમેલાં બચ્ચાંઓને મારી નાંખવામાં આવે છે. એક ફરજે ડુક્કરની ઉજાણી ગામનાં લોકોને કરાવવી એ ઘણું પુન્યવંતુ કામ માનવામાં આવે છે અને તેથી પોતાનું દુધ ડુક્કરનાં બચ્ચાંને પાઇ ઉધારવા ખાતર માતા પોતાનાં બચ્ચાંને મારી નાખે છે.

ઓસ્ટ્રેલીઆના જંગલી લોકોમાં એવી માન્યતા છે કે બાઇડાંને હમેશ રહે છે તે મુવેલાં મરદ તથા સ્ત્રીઓનું રૂહ બાઇડીનાં શરીરમાં દાખલ થવાથી રહે છે, તેથી એક બાઇડીને બચ્ચાં પસંદ નહીં હોય અને તેને મુવેલાંની કબર આગળથી પસાર થવું પડે ત્યારે એક બુઢ્ઢી ડેસી જેવો અવાજ કાઢીને બોલે છે કે "રૂહ મારામાં દાખલ થતું ના, હું બુઢ્ઢી છું" અને તેથી રૂહ છેતરાય છે. વળી એવી પણ માન્યતા છે કે કેટલીક વખત ભુલથી રૂહ મરદના શરીરમાં દાખલ થાએ છે ત્યારે ઘણું ખરૂં તેનું મરણ નીપજે છે.

સીધીઓમાં જ્યારે જોડ બચ્ચાંનો જનમ થાએ છે ત્યારે નબલાં યા ખોડખાપણવાલા બચ્ચાંને મારી નાખવામાં આવે છે પણ વળી કેટલીક સીધીઓની ન્યાતોમાં ખોડખાપણવાલા બચ્ચાંની ખાસ જતન લેવામાં આવે છે કારણકે તેઓમાં એવી માન્યતા છે કે એવું ખોડખાપણવાલુ બચ્ચું મોટું થતાં જાદુગર યા દાકણના ગુણો તેનામાં ઉભરા નીકલે છે.

ચીતનીમાં એક પવીત્ર કુવો છે જેને માટે એમ કહેવામાં આવે છે કે ચાૈદમી કે પંદરમી સદીમાં એક ઘણોજ પરહેજગાર પીર મરદ ત્યાં રહેતો હતો અને એ સબબથી એ કુવાના પાણી ઘણુા ગુણકારક ગણવામાં આવે છે આસેપસેના ગામોમાં વસતાં ખેડુતલોકોમાં એ કુવાના પાણી માટે એવી માન્યતા છે કે જો બચ્ચાંને તે પાણીમાં નહવાડવામાં આવે તો તે બચ્ચુ બચપણના દુઃખ દરદોથી નીરાલુ રહેશે અને ઉપર જણાવેલા પીર મરદનો સાથો તેના પર જીંદગી દરમ્યાન પથરાયલો રહેશે તેથી તુરતના જનમેલાં ઘણુા બાળકોને એ કુવાના પાણીએ નહવાડવામાં આવે છે.

---

# ભાગ ૨) લગનને લગતા રીવાજો.



આફ્રીકાના ન્યુગીનીના સાંધીઓમાં લગનની ક્રીયા ઘણીજ વીચીત્ર છે. લગ્નને દીવસે પરણુતા છોકરાના દોસ્ત આશનાવો છોકરીના બાપના ઘરપર એક "શેમ" (sham) હુમલો લઇ જાએ છે. છોકરી નાસી જાએ છે અને જ્યારે તેને પકડવામાં આવે છે ત્યારે પોતાને પકડનાર ઓપર લાત મુકીને છુટથી ઉપયોગ કરે છે. છોકરીની માતાપણ તેણીના હાથમાં જે કંઇ આવે છે તે પેલા પકડનારાઓ તરફ ફેંકે છે પણ પછી થાકી જતાં રડવા માંડે છે. જેમાં આસપાસે રહેતી બીજી બઇડીઓ જોડાય છે અને એ રૂદન ત્રણ દીવસ જારી રહે છે. છોકરાના દોસ્તો છોકરીને પકડીને પરણુતા છોકરાના બાપના ઘરપર લઇ આવે છે જ્યારે છોકરીને આવતી જોઇ વરરાજા નાસી જાએ છે અને ઘરમાં ભરાઇ બેસે છે; આખરે તેને પકડી લાવી પરણુતી કન્યા પાસે બેસાડવામાં આવે છે પણ પરણુતાં જોડાંમાંના બેઉજણુ મુગા મંતર બેસી રહે છે. બીજી સવારે છોકરીનો બાપ ત્યાં આવે છે અને ગાળનો વરસાદ છોકરાના બાપપર વરસાવે છે પણ આખરે એક કુતરો જબ્હે કરી તેને ખવાડવામાં આવતાં તેનો ગુસ્સો શાંત થાય છે. સાંજના વર કન્યાને પાછા સાથે બેસાડવામાં આવે છે પણ આગલા દીવસની માફક તેઓ બોલ્યા ચાલ્યા વગર મુગાં બેસી રહે છે. ત્રીજે દીવસે એમ સાથે બેસાડવામાં આવતાં તેઓ એક બીજાનું નામ દે છે અને પરણુતી કન્યા વરરાજાને સોપારીનો એક કટકો આપે છે એટલે લગ્ન સંપૂર્ણ થએલાં જાહેર કરવામાં આવે છે. હવે છોકરીની માતા જે ત્રણુ દીવસ સુધી પોતાના ધણીના ઘર આગળ રૂદણુ કરતી હતી તે છોકરાના બાપના ઘર આગલ આવી રડવા માંડે છે પણ આખરે એક ડુક્કરની ઉજાણી કરવામાં આવતાં તે પણ શાંત પડે છે.

પારસી તથા હીંદુ કોમની સુધરેલી છોકરીઓને આપણે બોલતાં સમજયે છીએ કે તેમની સાસુ ઘણી જુલમગાર છે એ ફરયાદમાં કેટલુ વજુદ છે તે તપાસવાનું કામ હાલમાં આપણું નથી પણ ચીનમાં તો સાસુઓ ઘણીજ જુલમગાર હોય છે અને કેટલાક પ્રગણામાં તો જુલમ એટલો બધો હોએ છે કે છોકરીઓ કલબ સ્થાપી એવા સોગંદ લે છે કે પરણવા કરતાં આપઘાત કરવાનું તેઓ પસંદ કરશે.

જ્યારે અદરાવાની ક્રીયા થયા પછી એક ચીનો મરણ પામે છે ત્યારે પરણતી કન્યાને મરનારના આત્માસાથ પરણાવવામાં આવે છે. એ વીશે નીચે મુજબ વીધી કરવામાં આવે છે. મરનાર મરદના આકારનું મીનનું એક પુતળું બનાવવામાં આવે છે અને તેની સાથે કન્યાના લગ્ન કરવામાં આવે છે. એ લગ્નને ત્રણ દીવસ થયા પછી છોકરી શોકનો પોશાક સજે છે અને એક વીધવા તરીકે પોતાની જીંદગી પુરી કરે છે.

બરમામાં એક ઘણોજ વીચીત્ર રીવાજ છે. જ્યારે કોઈ પરણે છે ત્યારે આસેપાસે રહેતા કુંવારા છોકરાઓ પરણેલાં જોડાંના ઘરના છાપરાંપર રાતને સમયે પથરા ફેંકે છે. અલબત આપણને એ ઘણો નીરલજ રીવાજ જણાય છે પણ એનું કારણ સહેલ છે. એમ જણાવવામાં આવે છે કે જ્યારે દુન્યાંની શરૂઆત થઈ ત્યારે દુન્યામાં પાંચ મરદો અને ચાર ઓરતો રહેતાં હતાં. આખરે ચાર મરદો ચાર ઓરતો સાથ પરણી ગયા અને પેલા એકલ દોકલ રહી ગયલા કુંવારા મરદે પોતાની લાગણીને રાહત આપવા પરણેલાં જોડાંના છાપરા પર પથરા ફેંક્યા હતા અને તેની યાદમાં હાલના બરમીઝ કુંવારા મરદો પથરો ફેંકે છે.

બરમીઝોમાં એક વખાણવા લાયક રીવાજ છે, તે એ છે કે જે ધણી ધણીઆણી કોઈ સબળ કારણસર સુખ સંપથી નહી રહી શકે તો ગામના આગેવાનો આગલ જઈને તે કારણ જણાવે અને તે લગ્ન રદ થયલાં જાહેર કરવામાં આવે છે. ફારગતીનો રીવાજ આપણા બરોડા રાજ્યમાં પણ કેટલેક દરજ્જે વખાણવા લાયક છે. હાલમાં ઈંગલેન્ડમાં પણ એવા લગ્નો ધણી ધણીઆણીની રાજી ખુશીથી રદ કરી શકાય એવો કાયદો પસાર કરાવા માટે સર કોનનડોઈલ સખત લડત ચલાવે છે.

ગુજરાતના કડવા પાટીદારોમાં લગ્નને લગતો એક ઘણો વીચીત્ર રીવાજ છે. તેઓમાં દર બાર વરસે એક વખત સામટાં લગ્ન કરવામાં આવે છે એટલે એવું ઘણી વખત બને છે કે બે બાઈઓ હમેલદાર હોતાં તેઓ એક બીજાં કબુલત આપે છે કે તેઓને ત્યાં છોકરો છોકરી અવતરતાં તેઓને પરણાવવાં એ રીવાજને મલતો એક દાખલો ન્યુગીનીના મફુલુ લોકોમાં બનેલો જણાવવામાં આવેછે. તે દાખલામાં એક સોળ વરસની છોકરીને છોકરો જનમવાની આશામાં તેની સાથે અદરાવામાં આવી અને છોકરો જનમતાંજ લગ્ન સંપુર્ણ થયલાં જાહેર કરવામાં આવ્યા છોકરો એક વરસનો થવા અગાઉ મરણ પામ્યો અને પેલી છોકરીને વીધવા તરીકે જીંદગી પુરી કરવી પડી.

અસલના સ્પારટન લોકોમાં એવો રીવાજ હતો કે એક જુવાન મરદ પોતાની બાયડીને ચોરી છુપીથી મળી શકે એ રીવાજનું કારણ એ હતું કે સ્પારટન લોકો એક લડાયક જાત હતી અને જુવાનો પોતાની ધણીયાણી સાથે એશ આરામમાં રહેતાં લડાયક જુસ્સો ગુમાવી દે તેમ નહી થવા દેવા માટે એ રીવાજ દાખલ કરવામાં આવ્યો હતો.

અસલ રોમનોમાં એવો રીવાજ હતો કે છોકરી પરણીને તેના ધણીને ઘેર જતાં ઘેરનો ઉંબર તેણીને ઓલંગવા દેવામાં નહી આવતો હતો પણ ધણી પોતે તેણીને પોતાના બાથમાં ઉંચકીને ઘેરમાં લઈ જતો. એ રીવાજની ઉતપતી એમ જણાવવામાં આવે છે કે

રોમ્યુલસે રોમ સ્થાપ્યું ત્યારે ત્યાં છોકરીઓની ઘણી અછત હતી તે દુર કરવા રોમનો પોતાના પાડોસી "સેબાઇનો" પર ચઢાઇ લઇ ગયા અને તેમની છોકરીઓને જોરજુલમથી ઉચકી લાયા અને એવી ઉંચકેલી હાલતમાંજ તેઓ સાથે પોતાના ઘેરમાં દાખલ થયા. એ બનાવ ઇતીહાસમાં "રેપ ઓવસેલાઇન્સ" ને નામે જાણીતો છે.

જાપાનમાં એવો રીવાજ છે કે જ્યારે પરણતી કન્યા પોતાના બાપનું મકાન છોડી જાયછે ત્યારે તેણીને એક નાની તરવાર તેના બાપ તરફથી ભેટ આપવામાં આવે છે. એનું કારણ એમ જણાવવામાં આવેછે કે તેણી પોતાની પાક દામન તથા આબરૂનો બચાવ જરૂર પડતાં એ તરવારથી કરી શકે.

દક્ષીણ હીન્દુસ્તાનમાં એક વીચીત્ર રીવાજ નજરે પડેછે. કેટલીક ન્યાતોમાં મોટો ભાઇ પરણ્યા અગાઉ નાના ભાઇને પરણવા દેવામાં આવતો નથી. જો કાંઇ દરદ યા શારીરીક ખામીને સબબે મોટા ભાઇને નહીં પરણાવવામાં આવે તો નાના ભાઇનાં લગ્ન કરવા અગાઉ મોટા ભાઇને કેલાંના ઝાડ સાથે પરણાવવામાં આવે છે.

ડૉ• રીવરસ જણાવે છે કે "તોડા" લોકોમાં એક ભાઇની બાયડીને બધા ભાઇની ધણીઆણી તરીકે ગણામાં અવાવે છે.

---

# ભાગ ૩) મરણને લગતા રીવાજો.



જાપાનીઝ લોકોમાં મરણને લગતા રીવાજો વખાણવા જોગ છે. મી: હેરન, જે જાપાનીઓમાં ઘણા વરસો સુધી રહ્યો હતો તે લખે છે કે જાપાનમાં ગુજરેલાંઓને આપણી માફકજ જલદી ભુલી જવામાં આવતાં નથી. જાપાનીઝો પોતાનાં પ્યારથી તથા શ્રદ્ધાથી પોતાના વ્હાલાં ગુજરેલાંઓને તેઓની આસપાસ વસતાં માને છે. એક જાપાનીઝ માણસ મરણ પામતાં તેના સગાં વ્હાલાં એક એક પછી તે મરનારના કાનમાં તેનું નામ બોલે છે. જો મરનાર ઇસમ કુટુંબની માતા હોય છે તો સૌથી નાનું બાળક તેણીનું નામ બોલે છે કારણ કે જાપાનીઝોમાં એવી માન્યતા છે કે એક માતા પોતાના નાના બાળકને સૌથી વધુ ચાહે છે. એ નામ દેવાનું પુરૂ થતાં મરનારનાં હાથ પાણીથી ભીંજવવામાં આવે છે, મોઢાં પર એક સફેદ કટકો નાખવામાં આવે છે અને કેટલીક વખત તો મરનારનાં ઘુટણ પાસે એક તરવાર મુકવામાં આવે છે તેમજ એક કોથલીમાં બુધીસ્ત ધર્મના તાવીજો મુકીને તે મરનારના ગલાં આસપાસ બાંધવામાં આવે છે, કેટલાક વહેમી લોકો એ કોથલીમાં એક સોનાનો સીકકો મુકે છે. એ વીશે એક વીચીત્ર માન્યતા જણાય છે. એમ કહેવામાં આવે છે કે બહેસ્તમાં દાખલ થવા અગાઉ મરનારને એક નદી ઓલંગવી પડશે એ નદી પર એક બોટ હંમેશ ફરતી રહે છે અને મરનાર ઇસમ પેલો સીકકો આપી બોટમાં બેસી નદી પસાર કરી બેહસ્તમાં દાખલ થઇ શકશે. ખાનદાની જાપાનીઝોમાં એક બાયડીનો ધણી મરી જતાં તેણી પોતાના માથાના બાલ કાપી કાઢી તે મરનારની કોફીનમાં મુકે છે અને ઘણી વખતે ફરી નહી પરણવાના સોગંદ લેછે જે હંમેશ પાલવામાં આવે છે.

ચીનાઓમાં એ બાબદમાં ઘણો ક્રુર રીવાજ છે. એક બીમાર આદમી મરણ પામે તે અગાઉ તેને માટે ગરમ કપડાં સીવડાવવા તેના શરીરનું માપ લેવામાં આવેછે કારણ કે ચીનાઓમા એવી માન્યતા છે કે મરણ પામેલા ઇસમને ઘણાં ઠંડા મુલકમાં જવુ પડેછે. કેટલાક વહેમી લોકો તો કોફીનમાં મરનારના પગ આગલ કોલસાથી ભરેલી સગડી મુકે છે. જ્યારે એક બીમારને સાજો થવાની આશા જતી રહે છે ત્યારે તેના સગા વ્હાલા તથા દોસ્ત આશનાવો છે તેની આસપાસ ફરી વલી "એ કંઇ જીવે નહી" હમણાં જીવ મુકશે, વીગેરે ટીકા કરેછે. કેટલીક વખત તો બીમારને તેના બીછાનામાં મરવા દેવામાં પણ આવતો નથી પણ તેવી હાલતમાં ઘેરની બહાર લઇ જવામાં આવેછે કારણ ચીનાઓમાં એવી ધાસ્તી છે કે જો બીમાર ઘેરમાં મરણ પામે તો તેનું રૂહ ત્યાંજ ભમ્યા કરશે.

ચીનાઓમાં જ્યારે કોઇ બાઇ યા છોકરી મરણ પામે છે. ત્યારે તેને મરદના બુટ પહેરાવવામાં આવે છે એવા ઇરાદાથી કે બીજી દુન્યામાં તેઓ મરદનો આકાર ધારણ કરે.

બરમીઓમાં એક ધર્મ ગુરૂનો મરણ પામવાનો બનાવ ઘણો અગત્યનો ગણવામાં આવેછે. જેમ મરનાર ધર્મગુરૂ બુઢ્ઢો હોય અને તેને ઘણા અપવાસ પાલેલા હોય તેમ તેનું શરીર લાંબો વખત રાખી મુકવામાં આવેછે. એક વખતનો એક બરમીઝ વડા ધર્મગુરૂના શરીરની વ્યવસ્થા કરતા બે વરસ નીકલી ગયાં હતાં એનું કારણ એ છે કે ધર્મગુરૂઓને ઘણાજ ઠાઠમાઠથી બાલવામાં આવે છે અને તેને માટે પૈસા ઉઘરાવતાં ઘણો વખત નીકળી જાએ છે. કેટલાક ધર્મગુરૂઓ પૈસે પુર "મથ" ના મુખી હોયછે પણ એમ માનવામાં આવેછે કે મથને પૈસે જો ધર્મગુરૂને અગ્નિદાહ કરવામાં આવે તો લોકોને પુનઃ પ્રાપ્ત કરવાની તક નહી મલે તેથી લોકો પાસે પૈસા ઉઘરાવામાં આવેછે અને પૈસા પુરા મલે ત્યાં સુધી મરનારના શરીરને ખુશબોય ભરેલા પદાર્થોથી ભરી મથની અંદર રાખવામાં આવે છે. અગ્નીદહની ક્રીયા ઘણી ખરી ફેબરૂઆરી કે માર્ચ મહીનામાં કરવામાં આવેછે,

ટીબેટમાં જ્યારે કોઇ આદમી મરણ પામે છે ત્યારે ધર્મગુરૂને પહેલં બોલાવામાં આવે છે તેના આવ્યા અગાઉ કોઇ પણ આદમીને મરનારના શરીરને અડકવા દેવામાં આવતું નથી. ટીબેટનોમાં એવી માન્યતા છે કે એક માનસ મરણ પામવા છતાં તેનો આત્મા તેના શરીરમાંજ રહે છે અને તે આત્માને બાહર કાઢવા માટે ધર્મગુરૂને બોલાવામાં આવે છે. ધર્મગુરૂ ચોક્સ ભણતર ભણ્યા પછી મરનારના આત્માને બાકી શરીર છોડી જવા કહે છે અને જાણે તે આત્માને બાહર નીકલવાનો રસ્તો આપવા હોય તેમ મરનારના માથાના બાલ પકડી ખેંચે છે અને એમ માનવામાં આવે છે કે આત્મા શરીરમાંથી ઉઠાગરી કરી જાએ છે. એ ક્રીયા થઇ રહ્યા પછી પણ મરનારના બધા ખેશીઓને તેના શરીરને હાથ લગાડવા દેવામાં આવતો નથી પણ તપકો જોતાં જેઓના ગ્રહ સારા જણાય તેઓનેજ હાથ લગાડવા દેવામાં આવે છે. ટીબેટનોમાં મુવેલા શરીરની વ્યવસ્થા કરવાનો રીવાજ ઘણો વીચીત્ર છે. તેઓ શરીરપરથી માંસ કાપી કાઢીને કુતરાં તથા ગીધોને ખવડાવે છે અને હાડકાં રહી નહી જાય તે માટે તેનો ભુકો કરીને માંસ સાથે ભેલી નાંખવામાં આવે છે.

ડચ ઇસ્ટ ઇનડીઝમાં "બતાક" જાતના લોક રહે છે તેઓમાં મુવેલા શરીરની વ્યવસ્થા કરવાનો ઘણોજ વીચીત્ર અને ક્રુર રીવાજ હતો. એમ કહેવામાં આવે છે કે એ જાતનો કોઇ પણ આદમી બુઢો થતાં તેના સગાંઓ તેને કાપી નાખી, રાંધીને ખાઇ જતાં હતાં જેથી તે પ્રસમને પોતાના સગાંના પેટમાં ભુમીદાહ થવાનું માન મલેલું સમજવામાં આવતું. હાલમાં એ રીવાજ જોવામાં આવતો નથી.

ઓસ્ટ્રેલીઆના જંગલી લોકોમાં એને મલતો રીવાજ છે. ક્વીનસલેન્ડમાં જ્યારે એક માણુસ લડાઇમાં યા તો બીજી રીતે મરણ પામે ત્યારે તેના સગાંઓ મરનારના શરીરના ટુકડા કરી પકાવીને ખાઇ જાએ છે. ઓસ્ટ્રેલીઆમાં જ્યાં જ્યાં ગોરાઓનું ચલણ છે ત્યાં એ રીવાજ નાબુદ થતો જાએ છે તોપણ આવારનવાર એવા બનાવ હજુ પણ ત્યાં બનતા કહેવામાં આવે છે.

ઓસ્ટ્રેલીઆમાં જ્યારે એક માણુસ મરણ પામે છે ત્યારે તેની માતા, ધણીયાણી, છોકરી, બહેન તથા સાસુને વીચીત્ર જાતનો શોક પાલવો પડે છે તે એ છે કે લગભગ બે વરશ સુધી એ લોકે મુગુ રહેવું પડે છે; તેમજ જો સસરો મરણ પામે તો જમાઇને પોતાને હાથે પોતાની જાંગ પર એક ઘાહ કરવો પડે છે.

**અનદામાનમાં** મુવેલાં બચ્ચાંઓને તેના માં બાપની ઝુપડીમાંજ દાટવામાં આવે છે જ્યારે મોટા આદમીનું શરીર એક માચડો બનાવી તેપર રાખવામાં આવે છે. માંસ સુકાઇ ગયા પછી હાડકાં ભાંગીને તેના ઘરેણા બનાવી મરનારના સગાઓ પહેરે છે.

પશ્ચીમ આફ્રીકામાં અગાઉ જ્યારે "એશેનતી" તારાજાને તખ્તનશીન કરવામાં આવતો ત્યારે કેટલાક જુવાન છોકરાઓ તથા છોકરીઓને રાજાની હાજતોને પુગી વલવા તથા કોઇ પણ જાતની ઇજાથી તેનો બચાવ કરવા નેમવામાં આવતા હતા. છોકરીઓ રાજાનો ખોરાક પકાવતી અને છોકરાઓ રાજાની પાસબાની કરતા એ છોકરા છોકરીઓને "રાજાના આત્મા" કહેવામાં આવતા અને તેઓને ખાસ હકો આપવામાં આવતા પણ જ્યારે રાજા મરણ પામે ત્યારે તેઓને પણ મારી નાંખવામાં આવતા અને રાજાની સાથેજ દાટવામાં આવતા એવી મકસદથી કે એ કહેવાતા "આત્માઓ બીજી દુન્યામાં પણ રાજાની સંભાલ લઇ શકે અને રાજાનો દરજ્જો ત્યાં પણ સચવાયલો રહે. એવું જણાવવામાં આવે છે કે એ "આત્મા" ઓ પણ રાજા સાથે દાટવાને આતુર રહેતા કારણ તેઓમાં એવી માન્યતા હતી કે બીજી દુન્યામાં પણ તેઓ રાજાની સંગતમાં રહી શકશે અને તેની જીંદગી દરમ્યાન જે હકો ભોગવતા હતા તે પણ કાયમ રહેશે. પણ સૌથી વીચીત્ર તો એ હતું કે રાજાના મરણના વારસીક દીવસે નવા છોકરા છોકરીને મારી નાંખી તેની કબર આગલ દાટવામાં આવતા એવી મકસદથી કે રાજાસાહેબની ખાતરી થાય કે તેમને હજુ પણ આ જેહાનમાં યાદ કરવામાં આવે છે.

પુર્વ આફ્રીકાના "બેનગોર" નામના સીધીઓમાં એવી રીતની બીક રાખવામાં આવે છે કે એક માણુસ જો રાતને સમયે મરણ પામે તો દેવ દરૂજો તેને પકડીને હેરાન કરશે તેથી એમ કહેવામાં આવે છે કે કેટલાક બીમાર માણુસોને જીવતાં જીવત દીવસના વખતે દાટી દેવામાં આવે છે.

ફીલીપાઇન આઇલિસમાં એક જાત વસે છે જેઓમાં એવો રીવાજ છે કે એક માણસ મરણ પામે ત્યારે તેની પાયદસ્તે આવનાર સઘળા સખસોને ફટકા લગાવવા કે જેથી બહારના માણસોને પણ એ મરણના બનાવથી સગાઓ જેટલુંજ દુખ થાય.

ફ્રાન્સમાં પણ એક વીચીત્ર રીવાજ જોવામાં આવે છે. ફ્રાન્સની સીમેતરીઓમાં ઘણી વખતે હાડકાં તથા ખોપરીઓ પડેલી જોવામાં આવે છે. તેનું કારણ એ છે કે સીમેતરીની જમીનનો થોડો ભાગ દરેક કુટુંબને થોડા વરસ માટે ભાડે આપવામાં આવે છે, જે મુદત પુરી થતાં જુની કબરો ખોદી કાઢી નવા માણસોને એ જગ્યા ભાડે આપવામાં આવે છે. રોમમાં કેટલેક દરજ્જે એને મળતો રીવાજ જોવામાં આવે છે.

---

# ભાગ ૪) સલામને લગતા રીવાજો.



સૌથી વીચીત્ર સલામનો રીવાજ ટીબેટનોમાં છે એક ટીબેટન મરદ બીજાને માનથી સલામ કરવા માંગતો હોય ત્યારે પેહેલે ડાબે હાથે પોતાના માથાપરની ટોપી કાઢીને છાતી આગળ પકડે છે. પછી જેટલી બાહર ખેંચી શકાય તેટલી જીભ બાહર કાઢીને જમને હાથે પોતાનો કાન પકડે છે. જાણીતો સ્વીદ મુસાફર સ્વેનહેદીન એક ચોપડીમાં લખે છે કે એવી રીતે એકટીબેટનને ચાલા કરતો જોઇ તેની મશકેરી કરતો હશે એમ સમજી તે પેલા ટીબેટનને મારવા જતો હતો પણ ગાઇડના સમજાવવાથી તેને ખબર પડી કે એ રીવાજ તો સૌથી ઘણું માન આપવા માટે છે.

ચીનાઓ એક બીજાને મલે ત્યારે શેકહેન્ડ કરતા નથી. તે લોક પોતાના બેઉ હાથ જોડીને હીલાવે છે. માથું ઝુકાવવાનો રીવાજ પણ ચીનાઓમાં જોવામાં આવે છે. ચીનાઓમાં એક વીચીત્ર રીવાજ એવો છે કે એક ચીનો રસ્તે જતો હોય અને બીજો ચીનો તેને સામે મલે જેને તે દુર રાખવા માંગતો હોય ત્યારે પોતાની આંખ સામે એક પંખો આડો પકડે છે અને તેઓ એક બીજાને મલ્યાજ નહીં હોય એમ સમજવામાં આવે છે. અજબ જેવું તો એ છે કે સામો ધણી એમાં કંઇ અપમાન માનતો નથી.

દક્ષીણ હીન્દુસ્તાનમાં "તોડા" લોકોમાં એવો રીવાજ છે કે એક બાઇડી પોતાના મરદ સગાને રસ્તામાં મલે છે તો તેણી જમીન પર બેસી જઇ પેલા મરદનો પગ પોતાના માથા પર મુકે છે.

અનડામાન લોકોમાં સગાઓ એક બીજાને મલતાં રસ્તા પર રડવા ઉભા રહે છે અને તેને તેઓ [illegible]

પુર્વ આફ્રીકાના સીધીઓમાં એક જાત છે જેમાં લોકો સામ સામે મલતાં એક બીજા પર થુંકે છે એ લોકોમાં સામા માણસ પર થુંકવું એ તેને માન આપવાનું એમ સમજવામાં આવે છે.

પોલીનેસીઆના લોકોમાં સામ સામા મલતાં પોતાનું નાક સામા ધણીના નાક સાથે ઘસે છે.

---

# ભાગ ૫) ખુબસુરતીને લગતા રીવાજો.



કેટલાક લોકોમાં ખુબસુરતીને લગતા વીચારો એવા છે કે જેને આપણે બદસુરતી ગણીએ છીએ. એવા લોકો શરીરના ચોકસ ભાગોને મરડી મોચડી નાખે છે અને તેવા મરડાયલા ભાગોથી ખુબસુરતીમાં વધારો થયલો માને છે. એનો સૌથી સરસ દાખલો ચીનાઓમાં મલે છે. આપણે જાણ્યે છીએ કે મોટે ઘેરના ચીનાઈ બઇરાના પગો ઘણાજ કદરૂપા હોય છે પણ ચીનાઓ તેવા પગોને ઉંચા ખાનદાનની તથા ખુબસુરતીની નીશાણી ગણે છે. દંત કથા એવી છે કે એવી રીતે બઇરાનાં પગ કદરૂપા બનાવવાનું દસમી સદીથી શરૂ થયું. એવું જણાવવામાં આવે છે કે એ સદીમાં "તંગ ડીનેસની" ના એક શહેનશાહની એક માનીતી નાયકા હતી કે જે પોતાના પગો એવી રીતે બાંધીને શહેનશાહ આગળ પોતાનો નાચ કરતી અને એવા બાંધેલા પગ સાથના નાચથી શહેનશાહ એટલો ખુશ થતો કે પેલા બાંધેલા પગોને તેને "ગોલ્ડન લીલા" નું નામ આપ્યું હતું અને હજુ પણ ચીનાઓ પોતાની બઇરીઓના બાંધેલા પગને "ગોલ્ડન લીલી" ગણે છે. ચીનાઓમાં કહેવત છે કે દરેક છોકરીને એ "ગોલ્ડન લીલી" મેલવતાં તલાવ ભરાય તેટલું રડવું પડે છે. કેનટોનમાં જ્યારે એક છોકરીના પગ એવી રીતે બાંધવામાં આવે છે ત્યારથી ત્રણ વરસ સુધી બીચારી બાળાને બીછાના પર રેહેવું પડે છે અને પછી પણ તેઓ ચાલ હાલ કરી શકતી નથી પણ મરદો તેણીને લાવ લઇ જાવ કરે છે. ગરીબ લોકોમાં એ રીવાજ વધારે ક્રુર રીતે અમલમાં મુકવામાં આવે છે. નાનપણમાં છોકરીઓ મજુરી કરે છે તેથી તેઓના પગ બાંધવામાં આવતા નથી પણ બાર તેર વરસની થતાં છોકરીના પગનો અંગુઠો મરડીને પગના તલ્યાં સાથે બાંધી લેવામાં આવે છે. યુનાનમાં છોકરીના પગને ત્રણ પાત્યાંની વચ્ચે કકડાવીને બાંધી લેવામાં આવે છે જેથી પગનો આકાર હાથીના પગ જેવો લાગે છે.

આફ્રીકામાં કેટલાક સીદ્દીઓ વસે છે જેઓ એવું માને છે કે જેમ હોઠ લાંબા તેમ ખુબસુરતી વધારે. કેટલીક વખતતો ઉપલો હોઠ ચાર ઇંચ લાંબો બનાવવામાં આવે છે. નાનપણમાં છોકરીઓના ઉપલા હોઠમાં છીન્દ્ર પાડી એક નાનો લોખંડનો કટકો તેમાં ખોસવામાં આવે છે અને ધીરે ધીરે મોટા ગોલ કટકા ખોસવામાં આવે છે જેથી એવી છોકરીઓનો દેખાવ મોઢામાં કંઈ પકડ્યું હોય તેવો દેખાય છે.

ઓસ્ત્રેલીઆમાં મીલાનો નામની જાત વસે છે જેઓમાં પુનમના ચાંદ જેવા મોઢાંના કલ્લાને ખુબસુરતી ગણવામાં આવે છે તેથી એક બાલક નાનું હોય ત્યારથીજ તેના મા એક લાકડાની ફ્રેમમાં દાબવામાં આવે છે.

બોરનીઓમાં કાયણ જાતના લોકો ચોકસ જાતના કદરૂપા કાનને ખુબસુરતી ગણે આપણે લોકો મસ્કરીમાં કોઇ માણસના કાન લાંબા હોય છે તો તેને ધધેડો કહીએ છીએ કારણ ધધેડાના કાન લાંબા હોય છે પણ એવા લાબા કાનને એ લોકો ખુબસુરતી ગણે છે. નાનપણમાં છોકરીઓના કાન વીંધવામાં આવે છે અને તેમાં લોખંડની રીંગો ખોસવામાં આવે છે. ધીરે ધીરે એ રીંગો વજન તથા સંખ્યામાં વધારવામાં આવે છે તેથી કાનની ટીચકી ખેંચાઇને લાંબી થાય છે. કેટલીક વખતતો તે ખભા સુધી લંબાય છે.

કોચીનચાઇનામાં અને માઉંટ લોકોમાં હાથના નખ હદથી જયાદા લંબાવાનો રીવાજ છે. જેમ નખ લાંબા તેમ ખાનદાની ગણવામાં આવે છે કારણ તેવા નખ સાથ કોઈ પણ આદમી કામ કરી શકે નહી એ લોકોમાં આલસાઇમાં દહાડા કાઢવા એ ખાનદાનની નીશાણી ગણવામાં આવે છે

---

# ભાગ ૬ ) વહેમી રીવાજો.

ગ્રીક લોકોમાં એક વીચીત્ર રીવાજ હતો તે એ કે ઘણો ખરો દરેક છોકરો એકવીસ વરસની ઉમરનો થાય ત્યાં સુધી તેના માથાના બાલ કોઇ પણ વખત કાપવામાં નહી આવતા હતા પણ એ ઉમરે પુગતાં બાલ કાપીને ગ્રીક દેવતાઓને અર્પણ કરવામાં આવતા એવી મતલબથી કે તે દેવતાની તે માણસ પર મહેરબાની રહે. એ રીવાજનો પહેલો દાખલો આપણે હોમરના "ઇલીઅડ"માં વાંચીએ છીએ જયાં જાણીતો લડવઇઓ એકીલીઝ પોતાના બાલ એક નદીના દેવતાને અર્પણ કર્યાનું બોલે છે. એથીનીઅન લોકો પોતાના બાલ હરક્યુલીસને અર્પણ કરતા હતા પાછલા વખતમાં રોમના શહેનશાહ "નીરો" પણ એ રીવાજ પલતો હતો. એ અજાયબ જેવું છે કે એ રીવાજ આપણા હીન્દુસ્તાનની કેટલીક કોમોમા હાલ પણ જોવામાં આવે છે કેટલીક વખત તો ચોકસ ઉમર સુધી છોકરાના બાલ કાપવામાં આવતા નથી એટલુંજ નહી પણ તે છોકરીના બાલની મફક રાખી પોશાક પણ છોકરીનોજ પહેરાવામાં આવે છે. એનું કારણ એમ જણાય છે કે કોઇ ખરાબ માણસ યા શક્તીની નજર નહી લાગે માટે છોકરાને છોકરીની માફક ફેરવવામાં આવે છે.

હીન્દુસ્તાન અને દુન્યાના ઘણા દેશોમાં જાનવરને માટે ઘણા વહેમી રીવાજો નજરે આવે છે. બોરનીઓના કાયણ જાતના લોકોમાં મગરમછને માટે વીચીત્ર રીવાજ છે. તેલોક મગરમછને પવીત્ર ગણે છે પણ જયારે મગરમછ કોઇ આદમીને ખાઇ જાએ છે લારે તેને

ડીને ગામના કેટલાક બુઢા આદમીઓ તેને શીખામણના શબ્દો કહે છે જેથી એમ ધાર-વામાં આવે છે કે મગર પોતાની ખરાબ ચાલને લીધે શરમાય છે અને શાંત પણે પોતાનું મોટું લોકોને બાંધવા દેછે. મગરને તેઓ પોતાને હાથે મારતા નથી પણ ભુખથી મારે છે.

હીન્દુસ્તાનની કેટલીક જાતમાં સાપને પવીત્ર જાનવર ગણવામાં આવે છે અને સાપોમાં અદ્દભુત શક્તી હોય છે એમ માનવામાં આવે છે. હીન્દુઓમાં નાગપાંચેમનો જે તહેવાર ઉજવવામાં આવે છે તે પણ એ માન્યતાને લીધેજ હોય એમ જણાય છે. સાપને મારવામાં ઘણા વહેમી લોકો જોખમ સમજે છે કારણ એમ માનવામાં આવે છે કે એક સાપને મારયા પછી તેના સગા સાપો મારનાર સખશને જંપીને બેસવા દેતા નથી ને તેના પર ઘણી આફતો આવી પડે છે અને આખરે જીવથી પણ તે જાય છે.

ઘુવડને ઘણું અપશુકન ભર્યું પક્ષી ગણવામાં આવે છે અને જો કોઇ ઘરમાં તેનું રહેઠાણ હોય છે તો ઘરના લોકો ત્યાંથી ખાલી કરી જાય છે તેવીજ રીતે કાગડાના અવાજમાં પણ કેટલાક લોકો સારા અને નઠારા સુકન માને છે જયારે ચકલીઓને સુકનભરી ગણવામાં આવે છે. જો કોઇ જમીનમાં વરસાદ દીવસ હલ ફરતું હોય અને ત્યાં કાચબો નજરે આવે તો તે અપસુકન ભર્યું માનવામાં આવે છે અને પાક નીશફલ જશે એવી નીશાણ તરીકે ગણવામાં આવે છે. એ વીશે એક રમુજી દાખલો પંજાબમાં બનેલો કહેવામાં આવે છે. એક ખેડુતે ચોક્કસ જમીન સાંથે રાખી અને હલ ફેરવતી વખતે કાચબો નજરે પડતાં તે જમીનના માલક પાસે ફર્યાદ કીધી અને જમીનની સાંથ માલેકે માફ કીધી. જાપાનીઝ લોકો કાચબાને ઘણો પવીત્ર ગણે છે ખાસ કરીને તે દરીઆઇ દેવતાનું માનીતું પ્રાણી ગણવામાં આવે છે અને જયારે માછીઓની જાલમાં એક કાચબો સપડાય છે ત્યારે તેને થોડો દારૂ પાઇને પાછો છોડી મુકવામાં આવે છે. જાપાનીઝ લોકોમાં એવી પણ માન્યતા છે કે એક શીઆળ પોતાનો આકાર બદલીને એક ખુબસુરત સ્ત્રીનો આકાર ધારણ કરી શકે છે તેથી અભણ લોકોમાં જયારે કોઇ ખુબસુરત સ્ત્રી પરગામથી આવી વસે છે ત્યારે તેને શકની નજરે જોવામાં આવે છે.

ઘરન માટે દુન્યાના લોકોમાં ઘણા વીચીત્ર રીવાજો જોવામાં આવે છે એવું માનવામાં આવે છે કે શેતાન્યત ભરેલી શક્તીઓ સુરજ યા ચંદ્ર પર હુમલો લઇ જવાથી ઘરન થાય છે. એ વખત હમેલદાર સ્ત્રી માટે ઘણી ફીકર રાખવામાં આવે છે. તેણીને કોઇ પણ જાતનું કામ કાજ કરવાદેવામાં આવતું નથી કારણ કે કામ કરવાથી બચ્ચું કદરૂપું નીકલશે એવી ધાસ્તી રાખવામાં આવે છે.

હીન્દુસ્તાન તથા પરશીઆના ઘણા લોકો જાદુમંતર માનવાવાલા છે એવા ઘણા જાદુગરો આવે છે જેઓ પોતાના ભણતરથી એક માણસને મારી નાંખે છે એમ માનવામાં આવે છે. એમ પણ માનવામાં આવે છે કે એક દુશમનને મારી નાંખવાનો સૌથી સહેલો રસ્તો તે દુશમનનું ઘાસતું યા મીનતું પુતલું બનાવી તેને ચાલીસ દીવસ સુધી ફટકા લગાવી એકતાલીસમેં દીવસે ડોકું ઉડારી દેવાનો છે. એવું માનવામાં આવે છે કે દુશમન પણ થોડા [illegible]માં બીમાર પડી મરણ પામે છે. કેટલીક વખત તો એવું બને છે કે એવું પુતલું એવી-

રીતે બનાવવામાં આવ્યું હોય છે તે મરણ પામે છે. તેનું કારણ સહેલ છે. અભણ લોકો ઘણા વ્હેમી રહે છે અને જ્યારે તેઓ જાણે છે કે બીજા આદમીએ તેઓને મારી નાખ- જાદુઇ પુતલું બનાવ્યું છે ત્યારે ધારતીથી બીમાર પડી નાહક માર્યા જાય છે. જ્યારે એ દુશમનને મારી નાખવાની નહી પણ તેને લોકોની ખફગીમાં લાવવાની મકસદ હોય છે ત્યારે મુવેલા ઘધેડાની જમની પાંસરીનું હાડકું લઇ તેનો ભુકો કરી એ શાકમાં ભેલી તેને ખવ- વમાં આવે છે અને તેથી તે લોકોની ખફગીમાં આવી પડે છે એમ માનવામાં આવે છે પણ જો ભુલથી જમની પાંસરીને બદલે ડાબી પાંસરીનું હાડકું વપરાયું હેય તો લોકોની પ્રીત તેના પર ઘણી વધી જશે એમ માનવામાં આવે છે.

ઇજીપ્તમાં જુના વિચારના મુસલમાનો પોતાનું આખુ માથું બોડાવી મથાલે બાલનો એક ગુચ્છો રહેવા દે છે એવી માન્યતાથી કે મરણ પછી બેહસ્ત તરફ જવા અગાઉ તેઓને "અલ-સીરાત" નો પુલ જેને અસતરાની ધાર કરતાં પાતલો માનવામાં આવે છે તેપરથી પસાર થવું પડશે અને જો ચાલતાં આંચકો આવે તો બાલ પકડી ફરેસ્તો તેમને બચાવી લેશે.

સ્પેનમાં એવો રીવાજ છે કે એક દીવાસળી સળગાવ્યા પછી તેને ફુંક મારી બુઝા- વવામાં આવતી નથી પણ પોતાની મેલેજ બુઝાવા દેવામાં આવે છે. કહે છે કે એ રીવાજને લીધે ઘણી વીમા કંપનીઓને નુકસાન ખમવું પડયું છે.

હીન્દુસ્તાનના લોકોમાં એવો વ્હેમ છે કે એક માણસ છીંકે તો તેનાપર કંઇ આફત આવી પડશે અને ઘણી વખતે એક છીંકતા માણસના સગાઓ તેને છીંકતો જોઇ "જીવશે" કરી બોલે છે. સ્પેનમાં પણ એવો રીવાજ છે. તથા એક માણસ છીંકે છે ત્યારે સામો ધણી "જીસસ મરાયા જોસેફ" એમ બોલે છે. એનું કારણ એમ જણાવવામાં આવે છે કે ઇ. સ. ૧૫૮૦ તથા ૧૫૮૧ ના પ્લેગમાં લોકો મરવા અગાઉ છીંકતા હતા તેથી એક માણસ છીંકે છે ત્યારે જીસસ અને મરાયાની પનાહ માંગવામાં આવે છે.

ઇટલીમાં જ્યારે કંઇ તોફાન થાએ છે ત્યારે બધાં દેવલોમાંથી ઘંટ વગાડવામાં આવે છે. તેઓમાં એવી માન્યતા છે કે તોફાન ઉભું કરવાનું દેવદરૂઓનું કારસતાન છે અને ઘંટ વગાડવાથી દેવો નાસી જતાં તોફાન નરમ પડે છે.

---

## ૭ બીજા રીવાજો,



ઇટલીના "ફ્લોરેન્સ" સ્ટેટમાં એક ઘણોજ વીચીત્ર રીવાજ તેરમી સદીમાં મોજુદ હતો જ્યારે કોઇ માણસ ત્યાંના લોકોની ખફગીમાં આવી પડતો યાતો કાંઇ ગુનાહ બદલ તેને શીક્ષા કરવાની હોય ત્યારે તેને લોર્ડનો ખેતાબ આપવામાં આવતો કારણ એ સ્ટેટમાં લોરડોને ઘણી હેરાનગતી ખમવી પડતી હતી. રાજ્યના કામમાં કોઇપણ જાતનો ભાગ તેને લેવા દેવામાં આવતો નહીં. તે દીવસના બહાર નીકળી શકતો નહી અને બાહર જણાતા તેને માર [illegible] આવતો હતો. જ્યારે કોઇ લોર્ડ રાજ્યની [illegible]

[illegible]

અસલના ગ્રીક લોકોમાં લડાઇમાં જીત મળતાં તેની યાદગીરી જાળવવાનો રીવાજ વખાણવા લાયક હતો. તેઓ ઝાડની થોડી ડાખળી કાપી જમીનમાં ખોસતા અને તેનીપર હથીઆર તથા બીજી લડાઇમાં જીતેલી ચીજો ઓરત્વામાં આવતી એવી રીતે ઉભી કીધેલી ઇમારત લાંબો વખત રહી શકતી નહીં જેથી હારેલા મુલકોને તેઓની હારનો દુખ લાંબો વખત લાગતો નહીં હતો.

સ્પારટન લોકોમાં એક રીવાજ ઘણોજ વખાણવા લાયક હતો. તેઓમાં ગામના બધા લોકો એક ટેબલપર બેસી દરરોજ સાથે જમતા હતા. ગરીબી તથા તવંગરીનો તફાવત ગણવામાં આવતો નહીં. દરેક માણસને પોતાના ખોરાક માટે ચોકસ રકમ ગામના મુખીઓને આપવી પડતી અને જે ખોરાક પીરસવામાં આવતો તે ખાવો પડતો જેથી બધા લોકો આરામમાં રહી શકતા અને પોતાનું શુરાતનપણું જાળવી શકતા હતા. ઇતીહાસમાં જાણીતી થયલી "પાસ ઓફ થરમોપલી" ની લડાઇ જેમાં ત્રણસો માણસો હજારો પરશીઅનો સામે લડ્યા હતા અને પોતાના દેશનો બચાવ કરતાં મુવા હતા તે માણસો પણ સ્પારટનો હતા.

અસલના વખતમાં છાપવાની કલાની શોધ થઇ તે અગાઉ ગ્રંથકર્તાઓને તેમની ચોપડીઓ સાથે દાટવામાં આવતા હતા અને જાણીતા રોમન કાયદા ઘડનાર "નુમા" ને પણ તેની ચોપડીઓ સાથ દાટવામાં આવ્યો હતો.

અસલ રોમમાં આતશની પાસબાની કરવા કેટલીક કુંવારીકાઓને રાખવામાં આવતી હતી જેઓને લોકો "વેસનલ વરજીન્સ" કહેતા હતા. તે કુંવારીકાઓને ઘણું માન આપવામાં આવતું હતું અને કેટલાક ખાસ હકો પણ તેઓને આપવામાં આવતા હતા. જો કોઇ માણસને કોઈ ગુનાહ બદલ ફાંસીની સજા થઇ હોય અને તેને ફાંસીના માચડા આગલ લઇ જવામાં આવતો હોય અને સામેથી કોઇ "વેસનવરજીન" ની પાલખી જતી હોય તો પેલા માણસને છોડી દેવામાં આવતો હતો પણ એ મુલાકાત અચાનક થયલી હોવી જોઇએ. જેવી રીતે તેઓને હક આપવામાં આપ્યા હતા તેમ ચોકસ જોખમદારી પણ તેઓપર નાંખવામાં આવી હતી. જો કોઈપણ "વેસનલ વરજીન" આડે માર્ગે જતી અને પોતાની પાકદા મનને કલંક લાગવા દેતી તો તેને જીવતી દાટી દેવામાં આવતી હતી.

પાકદામનને મથોમાં ગંજાવર વ્હીલો જોવામાં આવે છે જેને "ભકતીના વ્હીલો" કહેવામાં આવે છે. તે વ્હીલોપર જાડાં કાગળો લપેટી તેનીપર બંદગીના કલામો લખેલા હોય છે. કોઇ અભણ ટીબેટન જેને ભણતાં નહીં આવડતું હોય તે જો એ વ્હીલ હાથથી ફેરવે તો તે વ્હીલપર લખેલી બધી બંદગી તેને કીધી હોય એમ ગણવામાં આવે છે. એ મલતા રીવાજો બીજી કોમો તથા બીજા દેશોમાં જોવામાં આવે છે. પારસી લોકોમાં કોઇ માણસને ભણતાં નહીં આવડતું હોય અને ચોપડીમાંથી વાંચી જાણે એમ પણ નહીં હોય ત્યારે દરેક બંદગીને માટે ચોકક્સ વખત "યથાઅહુવઈરીઓ" જે ઘણી સહેલી અને ટુંકી બંદગી છે અને દરેક દરેક જરથોસ્તી જાણે છે તે ભણવામાં આવે છે.



